# કારણ-સંવાદ



પંડિત મુનિરાજ
શ્રી રત્નચંદ્રજી મહારાજ

શ્રી ગુલાબ-વીર ગ્રન્થમાલા-રત્ન ૨૨ મું

ॐ अर्हम्

# કારણ-સંવાદ

કાલ, સ્વભાવ આદિ પાંચે કારણોનો
બુદ્ધિગ્રાહ્ય અને રોચક સમન્વય

લેખક
ભારતભૂષણ શતાવધાની
પં. મુનિરાજ શ્રી રત્નચંદ્રજી મહારાજ

પ્રકાશક
અ. ભા. જૈન સાહિત્ય પ્રચારક સમિતિઃ બ્યાવર
તરફથી
ધીરજલાલ કે. તુરખિયા

| પ્રત<br>૧૦૦૦ | વીર સં. ૨૪૬૫<br>વિ. સં. ૧૯૯૫ | મૂલ્ય<br>૧॥ આનો |
|---|---|---|

# ધન્યવાદ

આ પુસ્તિકાના પ્રકાશનનું શ્રેય પાલણપુર-નિવાસી મહેતા વ્રજલાલ કેશવલાલને જ છે, કારણ કે તેઓશ્રીએ પોતાનાં સ્વર્ગસ્થ ધર્મપત્ની મણીબાઈના સ્મરણાર્થે દ્રવ્યની સહાયતા આપેલ છે. તેમની આ ઉદારતા અને દાનશીલતા માટે કોટિશઃ ધન્યવાદ.

નિવેદક
**ધીરજલાલ કે. તુરખિયા**
મંત્રી, અ. ભા. જૈન સાહિત્ય પ્રચારક સમિતિ
જૈન ગુરૂકુલ, બ્યાવર.

## તૈયાર થાય છે!

# સૃષ્ટિવાદ અને ઈશ્વર

રચયિતા—**ભારતભૂષણ શતાવધાની પંડિત મુનિરાજ**

**શ્રી રત્નચંદ્રજી મહારાજ**

સૂયગડાંગ સૂત્રના પહેલા અધ્યયનમાં બતાવેલ સૃષ્ટિવાદની પાંચ ગાથાઓ ઉપર વિવેચન રૂપે આ પુસ્તક તૈયાર કરવામાં આવેલ છે, જેમાં વેદ, સંહિતા, બ્રાહ્મણ, ઉપનિષદ, પુરાણો, કુરાન, બાઈબલ, સત્યાર્થપ્રકાશ વગેરે અનેક ગ્રંથોનાં સૃષ્ટિ અને પ્રલય વિષયક ઉદ્ધરણો ઉપરાંત તેની સમાલોચના કરવામાં આવી છે. ઉત્તર પક્ષરૂપે મીમાંસાદર્શન, સાંખ્યદર્શન, યોગદર્શન, બૌદ્ધદર્શન અને જૈનદર્શન આદિનાં તાત્વિક પુસ્તકોનાં પ્રમાણો આપી સૃષ્ટિકર્તા ઈશ્વર નથી એ સાબિત કરવામાં આવેલ છે.

પુસ્તક લગભગ ૩૦–૩૫ ફારમનું થશે. સાઈઝ ક્રાઉન સોલ પેજી. અગાઉથી ગ્રાહક થનાર માટે ૧। રૂ., પાછળથી ૧॥ રૂ. કિંમત રાખવામાં આવેલ છે. પોષ્ટ ખર્ચ અલગ.

# ભૂમિકા

---

જડ જગત્ અને ચેતન જગત્‌માં જે અવનવા બનાવો બને છે તેનું કારણ જાણવાની અભિલાષા દરેક વિચારશીલ મનુષ્યને થાય એ સ્વાભાવિક છે. કારણ અને કાર્યનો પરસ્પર વ્યાપ્યવ્યાપક ભાવ સંબંધ છે. અર્થાત્ જ્યાં કારણ હોય ત્યાંજ કાર્ય ઉત્પન્ન થાય. વિના-કારણ કાર્ય કદી પણ ઉત્પન્ન થઇ શકે નહિ. આનંદઘનજીએ સંભવનાથદેવની સ્તુતિ કરતાં ઠીક જ કહ્યું છે કે—

કારણ જોગે હો કારજ નીપજેરે,
    એમાં કોઈ ન વાદ;
પણ કારણ વિણ કારજ સાધીયેરે,
    એ નિજ મત ઉન્માદ—સંભવ.

કોઈ પણ ઇષ્ટ કાર્યની પ્રવૃત્તિ અને અનિષ્ટ કાર્યની નિવૃત્તિ તેના ખરા કારણની પ્રવૃત્તિ કે નિવૃત્તિ સિવાય નહિ સાધી શકાય. પ્રાણી માત્રની ઇચ્છા અને પ્રવૃત્તિનો ઉદ્દેશ ઇષ્ટ ફલની પ્રાપ્તિ અને અનિષ્ટ ફલની નિવૃત્તિ હોય છે. પ્રાણીઓની સામાન્ય દૃષ્ટથી ઇષ્ટ ફલ સુખ અને અનિષ્ટ ફલ દુઃખ માનવામાં આવે છે. ભોગ્ય વસ્તુ-ના ભેદથી અને ભોક્તા પ્રાણીની માન્યતાના ભેદથી સુખ અને દુઃખના અનેક–અગણિત ભેદો છે. પણ સંગ્રહ દૃષ્ટિથી પુણ્ય ફલ અને પાપ ફલ રૂપે તે બધાનો સંકોચ થઈ શકે છે. અસ્તુ. આ ચેતન જગત્‌માં સુખ દરેકને પ્રિય–ઉપાદેય અને દુઃખ અપ્રિય–હેય હાય છે. જીવન પ્રિય અને મૃત્યુ અપ્રિય, સૌભાગ્ય પ્રિય અને દુર્ભાગ્ય અપ્રિય, યશ–પ્રતિષ્ઠા પ્રિય અને અપયશ અપ્રિય, લક્ષ્મી પ્રિય અને દરિદ્રતા અપ્રિય, પ્રશંસા પ્રિય અને નિન્દા અપ્રિય, અધિકાર મળવો પ્રિય અને અધિકારથી પતિત હોવું અપ્રિય છે. ઈચ્છા હંમેશાં પ્રિય વસ્તુની હોય છે. છતાં અપ્રિય વસ્તુ મળે છે અને પ્રિય વસ્તુ દૂર ભાગે છે.

આનું શું કારણ હશે? આવો પ્રશ્ન અનેક વાર મનુષ્યોના મનમાં ઉઠે છે. વર્તમાનકાલનો આ પ્રશ્ન નથી પણ ભૂતકાલમાં હજારો વરસથી આ પ્રશ્ન ઉદ્દભવતો આવ્યો છે. કેવલ ચેતન જગતમાં જ નહિ અપિતુ જડ જગત્ સંબંધે પણ કારણવાદનો પ્રશ્ન ઉત્પન્ન થયા વિના રહ્યો નથી. નદી, પહાડ, પર્વત, સમુદ્ર, ચંદ્ર, સૂર્ય વગેરે શાથી ઉત્પન્ન થયાં છે એના કારણ વિષે ધર્મશાસ્ત્રોમાં અનેક સ્થળે ઉહાપોહ કરવામાં આવ્યો છે. 'સૂયગડાઙ્ગં' સૂત્રના પ્રથમ શ્રુતસ્કંધ પ્રથમ અધ્યયનના ત્રીજા ઉદ્દેશામાં પાંચમી, છઠી, સાતમી અને આઠમી ગાથામાં જગત્ કોણે રચ્યું એ સંબંધી પૂર્વ પક્ષ કરવામાં આવ્યો છે, અને નવમી ગાથામાં તેનો ઉત્તર પક્ષ છે. જિજ્ઞાસુએ એ વિષય વિસ્તારથી 'સૃષ્ટિવાદ' અને ઇશ્વર ગ્રંથ જે થોડા વખત પછી પ્રગટ થશે તેમાં જોઇ લેવો. આ પ્રશ્નને અંગે દેવવાદ, બ્રહ્મવાદ, અંડવાદ, સ્વયંભૂવાદ, બ્રહ્માવાદ, ઇશ્વિરવાદ, પ્રકૃતિવાદ વગેરે અનેક વાદો પ્રચલિત થયા છે. એના પછી અથર્વવેદ કાલથી કાલવાદ સ્ટેજ પર આવે છે. જુઓ—

**कालो भूमिसृजत, काले तपति सूर्यः काले हविश्वा भूतानि, काले चक्षुर्विपश्यति।** અથર્વસંહિતાઃ કાણ્ડ ૧૯

સાંખ્ય દર્શનમાં કાલની જગ્યા પ્રકૃતિએ લીધી. પ્રકૃતિનો બીજો અર્થ સ્વભાવ થાય છે એટલે સાંખ્ય દર્શનમાં સ્વભાવવાદ પલ્લવિત થયો. મહાભારતના શાન્તિ પર્વમાં સ્વભાવવાદનો ખૂબ વિકાસ થયો છે. કર્મવાદ પણ અથર્વવેદ કાલથી ઉલ્લેખિત થયેલ છે. અથર્વવેદ સંહિતાના ૧૧ મા કાંડમાં નીચે મુજબ કર્મવાદનો ઉલ્લેખ મળે છે.

**अजाता आसनृतवो योधाता बृहस्पतिः**
**इन्द्राग्नी अश्विनार्तार्हि कंतेज्येष्ठमुपासत ॥**
**तपश्चैवास्तां कर्म चान्तर्महत्यर्णवे**
**तपोह जज्ञेकर्मणस्तत्ते ज्येष्ठमुपासत ॥**

અર્થ—સૃષ્ટિ વખતે વસન્ત આદિ ઋતુઓ ઉત્પન્ન થઇ ન હતી. ધાતા, બૃહસ્પતિ, ઇંદ્ર, અગ્નિ અને અશ્વિની કુમાર આદિ ઋતુચક્રના અધિપતિ દેવો પણ ઉત્પન્ન થયા ન હતા. ત્યારે ધાતા આદિ દેવોએ પોતાની ઉત્પત્તિ માટે જ્યેષ્ઠ કારણભૂત કયા ઉત્પાદકની અભ્યર્થના કરી હતી ?

ઉત્તર—પ્રલયકાલરૂપ મહા સમુદ્રમાં જગત્ સૃષ્ટાના પર્યાલોચનરૂપ તપ અને પ્રાણીઓના ભોગ્યકર્મ એ બે વિદ્યમાન હતાં. તેમાં પણ તપની ઉત્પત્તિ પ્રાણીઓના ભોગ્યકર્મથી થાય છે, માટે ધાતા આદિ જ્યેષ્ઠ કારણ કર્મનીજ ઉપાસના કરે છે.

**कुत इन्द्रः कुतः सोमः कुतो अग्निरजायत।**
**कुतस्त्वष्टा समभवत् कुतो धाता ऽजायत ॥**
**इन्द्रादिन्द्रः सोमात्सोमो ऽग्नेरग्निरजायत।**
**त्वष्टाह जज्ञे त्वष्टुर्धातुर्धाता ऽजायत॥**

અર્થ—વર્તમાન સૃષ્ટિમાં ઇન્દ્ર ક્યાંથી થયો ? સોમ ક્યાંથી થયો ? અગ્નિ શેમાંથી થયો ? ત્વષ્ટા ક્યાંથી ઉત્પન્ન થયો ? અને ધાતા શેમાંથી જન્મ પામ્યો ?

ઉત્તર—આ પ્રલયની પહેલાં જે સૃષ્ટિ હતી, તેમાં જે ઇન્દ્ર હતો તેમાંથી વર્તમાન સૃષ્ટિનો ઇન્દ્ર થયો. સોમમાંથી સોમ, અગ્નિમાંથી અગ્નિ, ત્વષ્ટામાંથી ત્વષ્ટા અને પૂર્વના ધાતામાંથી વર્તમાન ધાતા થયો. અર્થાત્ પૂર્વનો ઇન્દ્ર શબ્દ કર્મ પર્યવસિત છે. તેથી ઇન્દ્ર યોગ્ય જેનાં કર્મ હતાં તેમાંથી ઇન્દ્ર થયો એમ સોમાદિક પણ જાણવા. અર્થાત્ પ્રલયકાલમાં પણ ભોગ્યકર્મ અવશેષ રહે છે, તેને યોગે તે તે ઉત્પન્ન થાય છે. એમ સંહિતા કાલમાં કર્મવાદનો ઉદય થયો છે ને મહાભારતમાં ફાલ્યો ફૂલ્યો છે. જૈન દર્શનમાં તો મૂલથી જ કર્મવાદ વિકાસ પામેલો છે. યદ્યપિ કર્મનો સંબંધ ચેતન જગત્ સાથે છે, જડ જગત્ સાથે નથી, તથાપિ ચેતન અને જડ ઓતપ્રોત મળેલ છે, ચેતનને યોગેજ શરીરાદિ જડની હાનિવૃદ્ધિ અને શરીરને યોગે ચેતનને જીવન મરણ,

લાભાલાભ, સુયશ અપયશ થાય છે; એ સર્વ કર્માધીન છે. એકંદર રીતે જગત્ અનાદિ અનંત છે, એટલે તેની ઉત્પત્તિ તથા વિનાશનો સવાલ જ નથી.

જૈન દર્શનમાં કર્મવાદ જેટલુંજ પુરૂષાર્થવાદનું સ્થાન છે. ઉપાસકદશા સૂત્રના છઠ્ઠા અધ્યયનમાં દર્શાવેલ કુંડકોલિક શ્રાવક તથા દેવતાનો સંવાદ, સાતમા અધ્યયનમાં શ્રીમન્ મહાવીર સ્વામી અને શકદાલનો વાર્તાલાપ, તથા ભગવતી સૂત્રના પ્રથમ શતકના ત્રીજા ઉદ્દેશામાં દર્શાવેલ ઉત્થાન કર્મ–બલ–વીર્ય અને પુરૂષાર્થની પ્રધાનતા; આ ત્રણે બાબત પુરૂષાર્થની આવશ્યકતા બતાવવાને પુરતી છે.

પાંચમો નિયતિવાદ—ભાવીભાવ વાદ ગોશાલાક મત આશ્રિત છે. ગોશાલાનો સિદ્ધાંત સૂયગડાઙ્ગ સૂત્રના પ્રથમ શ્રુતસ્કંધના પ્રથમ અધ્યયનના બીજા ઉદ્દેશામાં બીજી અને ત્રીજી ગાથામાં આ પ્રમાણે દર્શાવેલ છે:

**नतं सयंकडं दुक्खं, कओ अन्नकडं चणं ।**
**सुहंवा जइवा दुक्खं, सेहियं वा असेहियं ॥**
**सयं कडं न अन्नेहिं, वेदयन्ति पुढो जिया ।**
**संगइयं तहातेसिं, इह मेगेसिमाहियं ॥**

અર્થ—જીવો સુખ યા દુઃખ પોતાનાં કરેલ ભોગવતા નથી તો બીજાનાં કરેલ કયાંથી ભોગવે? સુખ દુઃખ ભોગવવામાં પુરૂ-ષાર્થનો કશો હિસ્સો નથી અર્થાત્ પુરુષાર્થથી કંઇ થઇ શકતું નથી. જે વસ્તુ શુભ યા અશુભ, જે કાલે, જે સ્થાને, જે પ્રકારે મળ-વાની હોય તે મળેજ છે. ભાવીને અન્યથા કરવા કોઈ સમર્થ નથી. અન્યત્ર પણ કહ્યું છે કે—

**प्राप्तव्यो नियति बलाश्रयेण योऽर्थः ।**
**सोऽवश्यं भवति नृणां शुभोऽशुभो वा ॥**

**भूतानां महति कृतेऽपि हि प्रयत्ने ।**
**नाभाव्यं भवति न भाविनोस्ति नाशः ॥**

અર્થાત્—ભાવી ભાવ હોય તેમજ બને છે.

આ પાંચે વાદો વૈદિક કાલથી શ્વેતાશ્વતર ઉપનિષત્ કાલ પર્યંત પ્રવૃત્ત હતા તે આ નીચેના નિષેધથી જણાય છે.

**कालः स्वभावो नियति र्यदृच्छा भूतानि योनिः**
**पुरुष इति चिन्त्यम् । संयोग एषां नत्वात्मभावात् ॥**
**आत्माप्यनीशः सुखदुःखहेतोः ।**

**श्वेताश्वतरोपनिषत्-१ । २**

અર્થ—કાલ, સ્વભાવ, નિયતિ, યદૃચ્છા–અકસ્માત્ થવું, ભૂત અને પુરુષ એ જગત્ ઉત્પત્તિનાં કારણ નથી. એમનો સંયોગ પણ કારણ નથી. સુખ દુઃખનું હેતુ હોવાથી આત્મા પણ જગતનું કારણ નથી.

આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તે કાળે આ બધાય વાદો પ્રચલિત હતા કારણકે ઉપનિષત્ કાલ પહેલાં પાંચે વાદીઓનું પ્રવર્તન હતું ત્યારેજ તો તેના નિષેધની જરૂર પડી.

**પાંચ વાદોનો સમન્વય—**

અન્ય દર્શનોમાં પાંચ વાદીઓ પૈકી એકેક વાદી બીજાઓનું ઉત્થાપન કરીને પોતાનું સ્થાપન કરવા જ્યારે સ્ટેજ ઉપર આવે છે અને એકાંતવાદનું સમર્થન કરે છે ત્યારે જૈન દર્શનમાં તે પાંચેનો અનેકાન્ત દૃષ્ટિએ સમન્વય કરેલ છે. અર્થાત્ કોઈ પ્રસંગે કોઈ મુખ્ય અને કોઈ પ્રસંગે કોઈ એકની ગૌણતા અને અન્યની મુખ્યતા બતાવી સાપેક્ષ નયવાદનું સમર્થન કરવામાં આવ્યું છે. એજ જૈન દર્શનના નયવાદની યા સ્યાદ્વાદની ખૂબી છે.

સૂયગડાંગ સૂત્રના બારમા સમવસરણ અધ્યયનની ટીકામાં ક્રિયાવાદના ૧૮૦ ભેદોમાં ઉકત પાંચે વાદોનો અંતર્ભાવ કરીને

પાંચેનો અનેકાંત દૃષ્ટિથી સમન્વય કરતાં પાંચેમાં સમ્યગ્ દૃષ્ટિ સિદ્ધ કરી છે. **तदुक्तं-"तदेवं सर्वानपि कालादीन् कारणत्वेनाभ्युपगच्छन् सम्यग् दृष्टित्वेनाभ्युपगन्तव्यः"**

## પાંચે વાદીઓની ઉપયોગિતા—

ગૌણભાવ તથા મુખ્યભાવ ભલે રહે પણ ઉપયોગિતા એકંદર પાંચેની છે. કાલને કારણ માનવાથી કાર્યમાં અધીરજ થતી નથી. કાલની કારણતા જાણવામાં ન હોય તો માણસને વચમાં અધીરજ થઇ જાય તો કાર્યના પરિણામ સુધી પહોંચી શકાય નહિ; વચમાંજ પડતું મુકી દેવાય.

સ્વભાવને જાણવાથી વિપરીત સ્વભાવવાળા કારણની પ્રવૃત્તિ આપોઆપ અટકી જશે. તૃષ્ણામાં અશાન્તિ વધારવાનો અને સંતોષમાં શાંતિ આપવાનો સ્વભાવ જાણવામાં આવશે તો જાણનાર માણસ શાંતિ માટે મૃગતૃષ્ણાના પ્રવાહમાં ગોથા નહિ ખાય.

પૂર્વ કર્માનુસાર સુખ દુઃખ મળે છે. એ વાત જાણ્યા પછી દુઃખનાં કારણોની નિવૃત્તિ અને સુખનાં કારણોની પ્રવૃત્તિ કરવા તરફ મનુષ્યનું ધ્યેય સ્થિર થશે.

પૂર્વ કર્મ એ ભૂતકાલના પુરુષાર્થનું પરિણામ છે. ભૂતકાલ અને વર્તમાનકાલના ભેદને ભૂલી જઈએ તો પૂર્વ કર્મ અને પુરૂષાર્થમાં કંઈ ભેદ રહેતો નથી. ભૂતકાલનો પુરૂષાર્થ વર્તમાનમાં દૃષ્ટિ ગોચર થતો નથી, એમ માની બન્નેને જુદા ગણીએ તોપણ આવશ્યકતા બન્નેની છે, એટલુંજ નહિ પણ પૂર્વ કર્મ શિથિલ હોય તો પુરુષાર્થ તેને ઉડાડી દે છે. અથવા અશુભને શુભ રૂપે પણ પરિણમાવી દે છે. શિથિલ કર્મની આગળ પુરૂષાર્થની પુરી સત્તા સાબીત થઇ જાય છે, જેથી પુરુષાર્થની પ્રધાનતા જૈન શાસ્ત્રમાં દર્શાવી છે.

નિકાચિત કર્મોદય રૂપ નિયતિ પણ અનાવશ્યક તો નથીજ. નિયતિની વિપરીત પરિણતિ જોઇ ભવિષ્યમાં તેવાં કર્મ ન બન્ધાય તેવી પ્રવૃત્તિ કરવી તે નિયતિવાદની ઉપયોગિતા છે. અથવા નિકાચિત કર્મના યોગથી પડેલી વિપત્તિથી આર્ત ધ્યાન ન ધ્યાવવું, ધીરજ ન છોડવી એ તેની સફલતા છે. આ પ્રમાણે પાંચે વાદીઓની સંગતિ અને ઉપયોગિતા દર્શાવીને જીવનની ગુંચવણો ઉકેલવા તથા એકાંત-વાદને સ્થાને અનેકાન્ત વાદને સ્થાપવા પ્રકૃત નિબંધને 'જૈનહિતેચ્છુ'ના અંકમાં તથા 'રત્નગદ્ય માલિકા' માં પ્રકાશિત કર્યા પછી પણ ઉક્ત એ પુસ્તકની દુર્લભતા હોવાથી પાલણપુર નિવાસી મ્હેતા વ્રજલાલ કેશવલાલ કે જેઓ કુટુંબ સહિત આગ્રા દર્શન કરવા આવ્યા હતા, તેમની પ્રેરણાથી કેટલાક સુધારા વધારા સાથે ત્રીજી વાર સ્વતંત્ર પુસ્તિકા રૂપે તૈયાર કરવામાં આવેલ છે. આશા છે કે વાચક એમાંથી સાર ખેંચી પોતાના જીવનને શુદ્ધ માર્ગ ઉપર પસાર કરવાનું શીખશે તો લેખકનો શ્રમ સફલ થયો મનાશે. **'सुज्ञेषु किं बहुना ।'**

અજમેર<br>
તા. ૩-૫-૧૯૩૯ } મુનિ રત્નચંદ્ર



# તૈયાર છે !

# પરિશિષ્ટ

## અર્ધમાગધી કોષ એવં મહારાષ્ટ્રી તથા દેશ્ય પ્રાકૃત કોષ

સંપાદક—**ભારતભૂષણ શતાવધાની પંડિત મુનિરાજ**

## શ્રી રત્નચંદ્રજી મહારાજ

અર્ધમાગધી કોષના ચાર ભાગ તો ક્યારના શ્રી સ્થાનકવાસી જૈન કોન્ફરન્સ ઓફીસ તરફથી બહાર પડી ચૂક્યા છે. તેના ઉપર ઈટલી, જર્મની વગેરે દેશોની યુનીવર્સીટીના પ્રોફેસરોએ સંતોષજનક સમ્મતિઓ આપેલી છે. તેજ કોષનો (પરિશિષ્ટ રૂપમાં) પાંચમો ભાગ બહાર પડી ચૂક્યો છે. આ કોષમાં પરિશિષ્ટ અર્ધમાગધી ભાષાના બે હજાર શબ્દો તથા મહારાષ્ટ્રી પ્રાકૃત ભાષાના ૧૫ હજાર લગભગ તથા દેશી પ્રાકૃતના પાંચ હજાર શબ્દોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ કોષ અર્ધમાગધી ભાષાના અભ્યાસીઓ ઉપરાંત મહારાષ્ટ્રી પ્રાકૃત તથા દેશી પ્રાકૃત ભાષાના અભ્યાસીઓને પણ ખાસ ઉપયોગી છે. પુસ્તકની સાઈઝ ૨૦×૨૬ આઠ પેજી છે તથા ઉંચા કાગળ ઉપર છપાવવામાં આવેલ છે. પૃષ્ઠસંખ્યા ૯૦૦ લગભગ છે.

પાકા પુંઠાવાળા આ પુસ્તકની કિંમત દસ રૂ. રાખવામાં આવેલ છે.

વિદ્યાર્થી તથા પુસ્તકાલયો માટે રૂ. ૮) પોષ્ટ ખર્ચ અલગ. પ્રત ૫૦૦ છાપવામાં આવેલ છે, માટે જલ્દીથી મંગાવો.

પ્રાપ્તિસ્થાન:—

**ધીરજલાલ કે. તુરખિયા.**

**જૈન ગુરૂકુલ, બ્યાવર (રાજપુતાના).**

# કારણ-સંવાદ

---

**આ**ષાઢ શુદિ બીજનો માંગલિક દિવસ કેટલાએક દેશોમાં વર્ષનો પ્રારંભક દિવસ ગણાય છે. વિશ્વનગરીના સત્યશોધક સત્યચંદ્ર નરેશે આજનો દિવસ શાસ્ત્રાર્થ–તત્ત્વસંશોધન કરવા માટે મુકરર કરેલો છે. દર વર્ષે આજના દિવસે જૂદા જૂદા દેશોના વિદ્વાનો સત્યચંદ્ર રાજાની સભામાં એકઠા થઈ અમુક શાસ્ત્રીય વિષય ઉપર વિચાર ચલાવે, તે ઉપર વિવેકચંદ્ર પ્રધાનની વિવેક-બુદ્ધિનો પ્રકાશ પડે, અને સત્યચંદ્ર રાજાની સત્યશોધક વૃત્તિ તે વિષયનો ફડચો લાવે, એવો રીવાજ છે. કેટલાંક વર્ષોથી આ રીતિ આ રાજ્યમાં ચાલતી આવી છે. આ વર્ષે અને આજે પણ ઘણા વિદ્વાનો જૂદા જૂદા દેશોમાંથી આવ્યા છે. અગિયાર વાગ્યા પહેલાં શારીરિક હાજતોથી પરવારીને માણસોનાં ટોળેટોળાં રાજસભા તરફ આવવા લાગ્યાં છે. પ્રેક્ષકો, વિચારકો અને સંશોધકોથી સભા ચિક્કાર ભરાઈ ગઈ છે. બરાબર અગિયારના ટકોરા થતાં પ્રધાનની સાથે રાજાની ગાડી પણ આવી પહોંચી. ગાડીમાંથી નીચે ઉતરી રાજા અને પ્રધાન લોકોના સત્કારની વચ્ચે સભામાં દાખલ થઈ નિર્માણ થયેલ આસન ઉપર આરૂઢ થયા, કે તરતજ સંવાદ શરૂ થયો.

**રાજા**—પ્રધાનજી! આજે કયા વિષય ઉપર વિચાર ચલાવવાનો છે?

**પ્રધાન**—આપ નામદારને વિદિત થાય કે, લોકોમાં આજકાલ **પ્રારબ્ધ** અને પુરૂષાર્થ વિષે બહુ ચર્ચા ચાલી રહી છે. કેટલાએક કહે છે કે, સુખદુઃખ, જીવન–મરણ, લાભ–અલાભ, જય–પરાજય, કીર્તિ–અપકીર્તિ, સુકૃત્ય–દુષ્કૃત્ય અને ધર્મ–અધર્મ વગેરે દ્વન્દો પૂર્વના **પ્રારબ્ધ પ્રમાણેજ** બન્યા કરે છે; ત્યારે બીજાઓ કહે છે કે, બનવાકાળ–**ભાવીભાવ** હોય તેમજ બન્યા કરે છે. કોઈ કહે છે કે, વસ્તુ **સ્વભાવેજ** દરેક ચીજ બને છે અને મળે છે. વળી કોઈ કહે છે કે, દરેક વસ્તુ **કાલબળે** સિદ્ધ થાય છે અને દરેક ક્રિયા કાળે કરીનેજ ફળ આપે છે. આમ જૂદા જૂદા મતો પડવાથી તે વિષય લોકોમાં બહુ ચર્ચાય છે; માટે આજે તે વિષય પરજ વિચાર ચલાવવાનું અને સત્યાસત્યનો નિર્ણય કરવાનું ઉચિત ધાર્યું છે.

**રાજા**—બહુ સારૂં; તે વિષયના વાદી–પ્રતિવાદી કોણ કોણ છે? તેમને અહિં બોલાવો.

**પ્રધાન**—પંડિતજી! કહો, પ્રકૃત વિષય ઉપર કોણ કોણ બોલવા ધારે છે અને બોલવા સમર્થ છે?

**પંડિત**—પ્રધાનજી! આ સામે બેઠેલા પાંચ મહાશયો પોતપોતાનો પક્ષ સારી રીતે રજુ કરી શકશે. તેમને બોલવાનો પ્રસંગ આપ્યા પહેલાં તે પાંચેની થોડી પિછાન કરાવવાને હું રજા લઇશ. આ પહેલા નંબરના મહાશયનું નામ **કાળચંદ** છે. તે કાળનો પ્રતિનિધિ યા પક્ષકાર છે. આ જગતમાં જે કંઈ અવનવા બનાવો બને છે, જે કંઇ પણ કાર્ય થાય છે, તે સર્વ કાળની સત્તાથી જ થાય છે એવો તેનો સિદ્ધાન્ત છે. આ બીજા નંબરના મહાશયનું નામ **સ્વભાવચંદ** છે, તે સ્વભાવવાદી છે, એટલે જગતની દરેક રચના–દરેક કૃતિ તે તે વસ્તુના **સ્વભાવથીજ** બને છે એમ તે માને છે.

ત્રીજા નંબરના મહાશયનું નામ **કર્મચંદ** છે. તે પ્રારબ્ધવાદી છે, દરેક સંપત્તિ વિપત્તિ **પૂર્વ કર્માનુસારેજ** મળે છે, કર્મના હાથમાંજ દરેક સત્તા રહેલી છે એમ તેનું માનવું છે. આ ચોથા નંબરના મહાશયનું નામ **ઉદ્યોગસિંહ** અથવા **પુરૂષાર્થસિંહ** છે. તે પુરૂષાર્થવાદી છે, પુરૂષાર્થ અથવા પરાક્રમથી જ ફળસિદ્ધિ મળે છે, લક્ષ્મી–વિજય–કીર્તિ–સ્વર્ગ–મોક્ષ સવ પુરૂષાર્થથી જ પ્રાપ્ત થઈ શકે છે એમ તેનો દાવો છે. છેલ્લા બેઠેલા આ પાંચમા મહાશયનું નામ **નિયતિવિજય** છે. તે **ભાવીભાવ**નો પ્રતિનિધિ છે, "**यद्भावी तद्भविष्यति**" એ તેનો સિદ્ધાંત છે; **ભાવીરેખા** ટાળવા કે અન્યથા કરવા કોઈ સમર્થ નથી એમ તેની માન્યતા છે. આ પાંચે મહાશય એક બીજાના સિદ્ધાંતને તોડી પોતપોતાનો સિદ્ધાંત સત્ય સાબીત કરવા પ્રયત્ન કરે છે. ઘણે સ્થળે આ પાંચે જણના સંવાદો થયા છે, પણ તેઓ સઘળા એક નિર્ણય ઉપર હજી આવ્યા નથી, તેથી આજના પ્રસંગે પોતપોતાની દલીલો આપી ઇન્સાફ મેળવવાની ઉત્કંઠા ધરાવતા તે પાંચે જણ અત્ર હાજર થયા છે. આપ તેમને પોતપોતાની દલીલો રજુ કરવાને આજ્ઞા ફરમાવશો.

**પ્રધાન**—કેમ ભાઇ કાલચંદ્ર! જે કાર્યો પુરૂષાર્થથી કે પ્રારબ્ધથી બને છે તેને તું કાલથીજ બનવાનું કેમ કહે છે?

**કાલચંદ**—સાહેબ! પ્રારબ્ધ, પુરૂષાર્થ કે સ્વભાવ કોઈ પણ કાળ વિના કાર્ય કરી શકતાં નથી. એક માણસે ઘણાં સુકૃત્યો કે દુષ્કૃત્યો કરી શુભ કે અશુભ કર્મ રૂપ પ્રારબ્ધનો યોગ મેળવ્યો હોય તથાપિ તે વખતે તેને શુભ કે અશુભ ફળ મળતું નથી. પ્રારબ્ધ જો ફળ આપવાને સમર્થ હોત તો જ્યારે સુકૃત્ય કે દુષ્કૃત્ય કર્યું ત્યારે તેને ફળ મળ્યું હોત, પણ ફળ તો કાળાન્તરે–અમુક વખતે જ મળે છે, માટે પ્રારબ્ધને પણ કાળજ પકવે છે, અને ફલાભિમુખ કરે છે. કાળના બળ વિના પ્રારબ્ધ ફળ આપી શકતું નથી. પુરૂષાર્થ

પણ કાળને અવલંબી ફળ આપે છે. એક તુરતના જન્મેલા બાળકને બોલતાં કે ચાલતાં શીખવવાને ગમે તેટલો પ્રયત્ન કે પુરૂષાર્થ કરવામાં આવે પણ શું તેથી બાળક બોલતું–ચાલતું થઈ શકશે? નહિજ થાય. શા માટે? તેને હજી કાળનું બળ મળ્યું નથી, કાળ વિના પુરૂષાર્થ કંઈ કરી શકતું નથી.

દરેક પુરૂષાર્થીને ઇચ્છા તો એમજ હોય કે પુરૂષાર્થ કરતાં મને અત્યારેજ–આ ક્ષણેજ ફળ મળે, દવા ખાધી કે રોગ મટે, મુંબઇથી વહાણ હંકાર્યું કે તરતજ તે વહાણ કલકત્તે પહોંચે, ધોરણમાં દાખલ થયા કે પરીક્ષામાં પસાર થાય, એવી ઇચ્છાથી પ્રબળ પુરૂષાર્થ કરવામાં આવે, તોપણ શું કાળના બળ વિના ફળસિદ્ધિ મળી શકશે? કદાપિ નહિ. અમુક વખતેજ દવાથી આરોગ્ય મળવાનું, મુંબઇથી ઉપડેલ વહાણ અમુક દિવસ પછીજ કલકત્તે પહોંચવાનું. પુરૂષાર્થનું સામર્થ્ય હોય તો જે ક્ષણે ઉદ્યમ થાય તેજ ક્ષણે તેનું ફળ મળવું જોઇએ, પણ તેમ કાંઈ બનતું નથી. સ્વભાવ પણ કાળ વિના અર્થસાધક થતો નથી. કેરીના ગોટલામાં મોટા ઝાડ રૂપ બનવાનો અને બીજી હજારો કેરીઓ નિપજાવવાનો સ્વભાવ છે; લ્યો સ્વભાવવાદીના હાથમાં આ કેરીનો ગોટલો આપું, તે મને આ ક્ષણેજ તેમાંથી મોટું ઝાડ બનાવી બીજી કેરીઓ ઉપજાવી ચખાડી શકશે? જો તેને પુરૂષાર્થની મદદ જોઇતી હોય તો તે પણ આપો. ભલે તે પુરૂષાર્થી ગોટલાને સારી જમીનમાં વાવી, ખાતર નાખી, ઉછેરવાનો પરિશ્રમ લેવાની મદદ આપે, અને પ્રારબ્ધની મદદ જોઈતી હોય તો, જેના પ્રારબ્ધમાં કેરીનાં ફળો ખાવાનું સૌભાગ્ય હોય, તેવા એક માણસને તે બધું સોંપી દઇએ; તોપણ શું ગોટલાના સ્વભાવનું ફળ આજ ને આજ મળી શકશે? હું કહું છું કે કાળની મદદ વિના કદી નહિ મળી શકે; માટે સ્વીકારો કે કાળને બળેજ સર્વ કાર્ય સિદ્ધ થાય છે. ખરેખર, કાળની મર્યાદા અનુલ્લંઘનીય છે. ઉન્હાળામાંજ સૂર્ય તપે છે,

શિયાળામાંજ ઠંડી પડે છે, ચોમાસામાંજ વરસાદ વરસી ધાન્ય પાકે છે, વસંત ઋતુમાંજ વૃક્ષો નવપલ્લવ થઇ ફળે ફૂલે છે, પ્રાતઃકાળેજ કમળ ખીલે છે અને સાયંકાળેજ સંકુચિત થઈ જાય છે, યુવાવસ્થામાંજ માણસને દાઢી–મૂછો આવે છે, યુવતીજ ગર્ભ ધારણ કરે છે, વય પરિપકવ થતાંજ વિજ્ઞાન આવે છે અને બળ વધે છે. એ સર્વ, કાળની મર્યાદાનેજ માન આપે છે. તીર્થંકર, ચક્રવર્તી, બળદેવ, વાસુદેવ પણ કાળની મર્યાદામાંજ થાય છે. કર્મભૂમિ, અકર્મભૂમિ, આયુષ્ય, બળ, સંઘયણની હાનિ–વૃદ્ધિ પણ કાળે કરીનેજ થાય છે. એ કાળની કેટલી બધી ચોક્કસ નિયમિત સત્તા છે! ખરૂં જ કહ્યું છે કે:—

**कालः सृजति भूतानि, कालः संहरते प्रजाः ।**
**कालः सुप्तेषु जागर्ति, कालो हि दुरतिक्रमः ॥**

કાળજ ભૂતો (જીવો)ને પેદા કરે છે; અને તેજ ઉત્પન્ન થયેલનો સંહાર કરે છે. સવ ઉંઘતા હોય છે ત્યારે કાળ સર્વદા જાગૃત રહે છે. તેની મર્યાદા કોઈથી ઉલ્લંઘી શકાય તેમ નથી.

દરેક વસ્તુને ઉત્પન્ન કરનાર, ટકાવી રાખનાર, સંહાર કરનાર, સંયોગનો વિયોગ અને વિયોગનો સંયોગ કરનાર પણ કાળ છે, પારમાણુને દ્વયણુક રૂપે બનાવનાર અને દ્વયણુકમાંથી પરમાણુને છૂટો પાડનાર પણ કાળ જ છે; કેમકે પરમાણુ, દ્વયણુક આદિ અનંતાનંત સ્કંધો સ્થિતિ આધીન રહે છે; અને સ્થિતિ તે કાળજ છે. માટે જડ–ચેતન સર્વ વસ્તુ ઉપર કાળનું સામ્રાજ્ય ચાલે છે. કર્મને ઉદયમાં લાવનાર અને અમુક વખત સુધી કર્મનાં ફળ ચખાડી તેથી મુક્ત કરનાર પણ કાળજ છે. **ભવસ્થિતિ પાક્યા વગર** મોક્ષ પણ પ્રાપ્ત થતો નથી. તે કાળ સ્વરૂપ હું પોતેજ છું.

મહાભારતમાં પણ ઠીકજ કહ્યું છે કે:—

**यथा वायुस्तृणाग्राणि, संवर्तयति सर्वशः ।**
**तथा कालवशं यान्ति, भूतानि भरतर्षभ ॥**
**म. भा. स्त्री. प. अ० २, ८.**

અર્થ—જેવી રીતે વાયુ તૃણોના અગ્રભાગને સર્વ તરફથી ઘસડીને એકત્ર કરે છે, તેવી રીતે હે ભરતશ્રેષ્ઠ ! સર્વ ભૂતો કાળને આધીન બને છે.

**नाहं कर्ता न चैव त्वं, नान्यः कर्ता शचीपते ।**
**पर्यायेण हि भुज्यन्ते, लोकाः शक्र! यदृच्छया ॥**
**म. भा. शां. प. अ० २२४, ४९.**

અર્થ—બલિરાજા ઇન્દ્રને કહે છે કે—હે ઇન્દ્ર ! હું કર્તા નથી, તું કર્તા નથી, તેમ અન્ય પણ કોઈ કર્તા નથી. હે શક્ર ! સર્વ પદાર્થો કાળક્રમથી યદૃચ્છા—અકસ્માત્‌થી ભોગવાય છે.

**कालः सर्वं समादत्ते, कालः सर्वं प्रयच्छति ।**
**कालेन विहितं सर्वं, मा कृथाः शक्र पौरुषम् ॥**
**म. भा. शां. प. अ० २२४, २९.**

અર્થ—બલિ અને ઇંદ્રના સંવાદમાં બલિ કહે છે કે—કાળ સૌનો સંહાર કરનાર છે, કાળજ બધુંયે આપે છે તથા કાળદ્વારાજ બધુંય થાય છે. માટે હે ઇન્દ્ર ! વ્યર્થ પુરૂષાર્થ કર નહિ.

આ રીતે જગતમાં કાળની પ્રધાનતા હોવાથી પંડિતજીએ મને પહેલા નંબર તરીકે ઓળખાવ્યો છે તે વાસ્તવિકજ કર્યું છે, કારણકે હું પાંચેમાં મુખ્ય છું. માટેજ મારો સિદ્ધાંત પ્રબળ છે, એમ આપ સ્વીકારશો એવી આશા સાથે હું વિરમું છું.

**પ્રધાન**—બોલો સ્વભાવચંદ્ર ! જાહેર કરો હવે તમારા સ્વભાવનું સામર્થ્ય. કાળ, પ્રારબ્ધ અને પુરૂપાર્થથી કાર્યસિદ્ધિ થઈ જાય છે તો પછી વચ્ચે તમારે ઘુસી જવાની શું જરૂર પડી ?

**સ્વભાવચંદ્ર**—અરે સાહેબ! આપ આ શું વદો છો? કાળ, પ્રારબ્ધ, પુરૂપાર્થ તો શું પણ તેનાથીએ કોઈ સમર્થ વ્યક્તિ આવે તોપણ શું મારી અનુકૂળતા સિવાય કાંઈ કાર્ય થઈ શકવાનું છે? કોઈ દિવસ નહિ. કેરીના ગોટલામાં કે વડના બીજમાં ઉગવાનો, અંકુર થવાનો કે ઝાડ રૂપ બનવાનો **સ્વભાવ** છે તો જ માળીનો પુરૂપાર્થ કામ આવે છે; તો જ બગીચાના માલેકનાં શુભ પ્રારબ્ધ શુભ ફળ આપે છે; અને તો જ કાળને બળે અંકુર ઝાડ વગેરે બની શકે છે. કાળ, પ્રારબ્ધ, પુરૂપાર્થ અને નિયતિને ત્યારેજ હું બહાદૂર માનીશ કે જ્યારે તેઓ મારા વગર આ કાર્યો કરે, જેવાં કે કેરીના ગોટલામાંથી લિંબડાનું ઝાડ ઉત્પન્ન કરે, શિયાળામાં ગરમી કરે અને ઉનાળામાં ઠંડી લાવે, હેમંતમાં વરસાદ વર્ષાવે, અગ્નિને શીતળ બનાવે, ઝેરને અમૃત બનાવે, શુભ કૃત્યનો બદલો દુઃખમાં આપે, દુષ્કૃત્યનો બદલો સુખમાં આપે અને સ્ત્રીને મુખે મૂછ ઉગાડે; તો તો કાળ, પ્રારબ્ધ કે પુરૂપાર્થનું સામર્થ્ય સ્વીકારવાને હું તૈયાર છું. પણ તેમ તો થઈ શકતું નથી. જે વસ્તુનો જે સ્વભાવ હોય છે તેજ કાર્ય કાળાદિકથી બની શકે છે. વસંતમાં ઝાડોનો ફળવા–ફૂલવાનો સ્વભાવ છે તો ફળે ફૂલે છે, માછલાઓને પાણીમાં તરવાનો, પક્ષીઓને આકાશમાં ઉડવાનો, માણસોનો બે પગે ચાલવાનો, સર્પોનો છાતીભર ચાલવાનો, જનાવરોનો ચાર પગે ચાલવાનો, માણસનાં બચ્ચાઓનો બાર મહિને કે બે વર્ષે બોલવા ચાલવાનો, જનાવરોનાં બચ્ચાઓનો જન્મીને તુરતજ બોલવા ચાલવાનો, પક્ષીઓનો ઇડાંમાંથી જન્મવાનો, મનુષ્યોનો ગર્ભાશયમાંથી જન્મવાનો, વાંદરાઓનો કૂદવાનો, અન્નમાં ક્ષુધા તૃપ્ત કરવાનો અને શરીરને પોષવાનો, પાણીમાં તૃષા છિપાવવાનો, વડના ઝાડમાં ન્હાનાં ફળ આપવાનો અને તુંબીની વેલડીમાં મોટાં ફળ આપવાનો, કેરડાના વૃક્ષમાં પત્ર ન હોવાનો, લીંબડામાં કડવાશ અને શેરડીમાં મીઠાશ હોવાનો, ઝેરમાં પ્રાણ હરવાનો, મદિરામાં બેભાન કરવાનો, મિંઢળમાં ઉલટી કરાવવાનો, સુંઠમાં વાયુ હરવાનો, મીંઢી-

આવળમાં રેસ લાવવાનો સ્વભાવ છે, તો તેમાં તે કાર્ય થઇ શકે છે. સ્વભાવ વિરૂદ્ધ કોઇનાથી કંઈ બની શકતું નથી. કેટલીએક બાબતમાં **દેશસ્વભાવ** કાર્યકર થાય છે. આફ્રિકાના હબ્સીઓની ચામડી કાળી અને યુરોપના વતનીઓની ચામડી ગોરી હોય છે, એ દેશ અને જાતિસ્વભાવ છે. પુરૂષાર્થવાદી, કાળવાદી કે પ્રારબ્ધવાદી-ની છે સત્તા કે લાંબા વખતના પ્રયત્ને પણ હબ્સીના છોકરાની ચામડી ગોરી બનાવી દે અને યુરોપીયનોની ચામડી કાળી બનાવી આપે? જવાસીયામાં ઉનાળા–શિયાળામાં પાંગરવાનો અને ચોમાસામાં સુકાઈ જવાનો સ્વભાવ છે; તો બીજાં તરણાં ઉગે છે અને વધે છે ત્યારે તે સુકાઈ જાય છે. શું કાળ કે પુરૂષાર્થ તેથી વિપરીત કરી શકશે? અલબત્ત, કાળમાં ફેરફાર થાય છે, પણ સ્વ-ભાવમાં તો ફેરફાર નહિજ થાય. જુઓ, સૂરતથી મુંબઇનો પંથ કાપતાં અગાઉ અમુક દિવસો લાગતા હતા; રેલ્વેનું સાધન થતાં હમણાં પાંચ કે સાત કલાકમાં તે પંથ કપાય છે. મુંબઇથી કલકત્તે સંદેશો પહોંચાડતાં અગાઉ અમુક મહીના લાગતા, તારનું સાધન થતાં હમણાં અમુક મિનિટમાં કલકત્તે સંદેશો પહોંચી જાય છે. સીધી રીતે આંબાના ઝાડમાં અમુક વર્ષે ફળ આવે છે, પણ કલમ કરવાથી તેજ વર્ષે ફળ આવે છે. અમુક દવાને યોગે જુવાનીમાં પણ માથાના વાળ સફેદ બની જાય છે અને અમુક દવાના યોગે ઘડપણમાં વાળ સફેદ ન થતાં કાળા ને કાળાજ રહે છે. એક બાળક સારી પેઠે સારવાર નીચે ઉછરે છે તો બીજા કરતાં તે જલ્દી બોલતાં ચાલતાં શીખે; એમ પ્રયત્નથી કાળની મર્યાદા લાંબી ટુંકી થતી આપણે જોઇએ છીએ, પણ મારી અર્થાત્ સ્વભાવની મર્યાદાનું ઉલ્લંઘન થતું કોઇએ જોયું છે? ગમે તે દેશમાં જઈ ગમે તે પ્રયત્ન કરો, પણ હાઇડ્રોજનના બે પરમાણુઓ અને ઑકસીજનના એક પરમાણુને યોગે પાણી બનવાનો સ્વભાવ છે, તો તેને યોગેજ પાણી બનવાનું. પરમાણુનો અગુરૂલઘુ અને અનંત પ્રદેશી સ્કંધનો જે ગુરૂલઘુ થવાનો

સ્વભાવ છે, તે અનંત પ્રદેશી સ્કંધ થયેજ ગુરૂલઘુ ગુણ જણાવાનો; પરમાણુ, દ્વિપ્રદેશી આદિ સ્કંધોમાં કદી પણ ગુરૂલઘુ ગુણ નહિ જણાય. આ રીતે જગતમાં સ્વભાવનીજ પ્રધાનતા હોવાથી કહ્યું છે કે:—

**धातवः पञ्चभूतेषु, खं वायुर्ज्योतिषो धरा।**
**ते स्वभावेन तिष्ठन्ति, वियुज्यन्ते स्वभावतः॥**
**म. भा. शां. प. अ० २१९, ७.**

અર્થ—પાંચ ભૂત–પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ, એ બધાં સ્વભાવથી મળે છે અને સ્વભાવથી જૂદાં પડે છે.

**स्वभावात्संप्रवर्तन्ते, निवर्तन्ते तथैव च।**
**सर्वे भावास्तथाऽभावाः, पुरुषार्थो न विद्यते॥**
**म. भा. शां. प. अ० २२२, १६**

અર્થ—સ્વભાવથીજ સર્વ ભાવ અને અભાવ પદાર્થો પ્રવૃત્ત થાય છે અને નિવૃત્ત બને છે. પુરૂપાર્થની કંઈ જરૂરીઆત નથી.

**यस्तु कर्तारमात्मानं, मन्यते साध्वसाधु वा।**
**तस्य दोषवती प्रज्ञा, अतत्त्वज्ञेति मे मतिः॥**
**म. भा. शां. प. अ० २२२, १७.**

અર્થ—જે માણસ સાધુ કે અસાધુ હોય, પણ આત્માને જ કર્તા માને છે અર્થાત્ સ્વભાવ વિના પુરૂપાર્થથી જ બધું થાય છે એમ માને છે, તેની પ્રજ્ઞા તત્ત્વને ન સમજનારી હોઈને દોષવાળી છે એમ મારૂં મન્તવ્ય છે.

**यदिस्यात्पुरुषः कर्ता, शक्रात्मश्रेयसे ध्रुवम्।**
**आरम्भास्तस्य सिद्धयेयु–र्न तु जातु पराभवेत्॥**
**म. भा. शां. प. अ० २२२, १८.**

અથ—હે શક્ર! આત્મશ્રેય માટે જો પુરૂપ પોતેજ નિશ્ચયથી કર્તા હોય તો પુરૂપની દરેક પ્રવૃત્તિ સફળજ થાય, ક્યાંય પણ પરાભવ (નિષ્ફળતા) ન થવી જોઈએ, પણ તેમ દેખાતું નથી. તેથી સ્વભાવની જ પ્રધાનતા માનવી જોઈએ.

**अनिष्टस्याभिनिर्वृत्तिमिष्टसंवृत्तिमेव च ।**
**अप्रयत्नेन पश्यामः केषांचित्तत्स्वभावतः ॥**

**म. भा. शां. प. अ० २२२, २०**

અર્થ—કેટલાએકને અનિષ્ટની નિષ્પત્તિ અને ઇષ્ટની નિવૃત્તિ પ્રયત્ન વિના કેવળ સ્વભાવથીજ જોઈએ છીએ.

**स्वभावप्रेरिताः सर्वे, निविशन्ते गुणा यदा ।**
**शुभाशुभास्तदा तत्र, कस्य किं मानकारणम् ॥**

**म. भा. शां. प. अ० २२२, २२.**

અર્થ—સ્વભાવથીજ પ્રેરિત થઇને શુભ અશુભ આદિ સર્વ ગુણો જ્યારે પુરૂષમાં પ્રવેશ કરે છે, ત્યારે 'મેં આ કર્યું' એમ અભિમાન કરવાનું શું કારણ છે?

**स्वभावादेव तत्सर्वमिति मे निश्चिता मतिः ।**
**आत्मप्रतिष्ठा प्रज्ञा वा, मम नास्ति ततोऽन्यथा ॥**

**म. भा. शां. प. अ० २२२, २३**

અર્થ—સુખ દુઃખ આદિ સર્વ વિષય સ્વભાવથીજ બને છે, એમ મારો નિશ્ચય છે. આત્મ-પ્રતિષ્ટા અને પ્રજ્ઞા મારી માન્યતા પ્રમાણે સ્વભાવ સિવાય અન્ય પ્રકારે બને તેમ નથી.

**स्वभावाल्लभते प्रज्ञां, शान्तिमेति स्वभावतः ।**
**स्वभावादेव तत्सर्वं, यत्किंचिदनुपश्यति ॥**

**म. भा. शां. प. अ० २२२, ३९.**

અર્થ—સ્વભાવથીજ પ્રજ્ઞા અને શાંતિની પ્રાપ્તિ થાય છે, તથા જે કંઈ પદાર્થ દૃષ્ટિગોચર છે તે સર્વ સ્વભાવથીજ બને છે.

વધારે વિસ્તારના ભયથી હું ટુંકામાંજ જણાવીશ કે, દરેક કાર્યમાં **સ્વભાવ** એ જ મુખ્ય કારણ છે. **अनन्यथासिद्धनियतपूर्ववर्ति कारणम्** અર્થાત્ અન્યથા સિદ્ધ ન હોય અને નિયમિત રીતે કાર્યની પહેલાં વર્તમાન હોય તે 'કારણ' કહેવાય છે, એ

ન્યાયશાસ્ત્રમાં કહેલ કારણનું લક્ષણ ખરી રીતે સ્વભાવમાંજ ઘટે છે. સ્વભાવજ અનન્યથા સિદ્ધ છે. સ્વભાવ અનન્યથા સિદ્ધ હોવાના અનેક દાખલાઓ આપ્યા અને હજી પણ અનેક દાખલાઓ આપી શકું; પણ તેથી વિસ્તાર બહુ થઇ જાય, માટે આટલી સંક્ષિપ્ત દલીલથી પણ આપની વિવેકબુદ્ધિ સત્ય વસ્તુ તારવી લેશે એવા વિશ્વાસની સાથે એક શ્લોક બોલી મારૂં કથન સમાપ્ત કરીશ.

**कंटकस्य च तीक्ष्णत्वं, मयूरस्य विचित्रता ।**
**वर्णाश्च ताम्रचूडानां, स्वभावेन भवन्ति हि ॥**

અર્થાત્—કાંટાની તીક્ષ્ણતા, મોરનાં પીંછાંની વિચિત્રતા, કુકડાના રંગ બેરંગી વર્ણો, એ બધું તે તે જાતિના **સ્વભાવથી** જ બને છે. જો તેમાં તે સ્વભાવ ન હોય તો શું કોઈ સુતાર કે ચિતારાના પુરૂષાર્થનું સામર્થ્ય છે કે કાંટાની અણી અને મોરનાં પીંછાંની વિચિત્ર રચના તેનાથી બની શકે?

**કર્મચંદ**—નામદાર મહારાજાધિરાજ અને સભ્ય જનો! સ્વભાવચંદ્રનાં વચનો અભિમાનભર્યાં છે; તેમજ બન્ધુ કાળચંદ્ર પણ ભ્રમજનક આત્મશ્લાઘા સિવાય બીજું કાંઇ રજુ કરી શકયા નથી. ખરી વાત તો એ છે કે, કાળ અને સ્વભાવ બન્ને મારી પાછળ ચાલનારા છે. સ્વભાવને ઘડનાર અને કાળને નિયમિત કરનાર પણ હુંજ છું. એક ઉદરમાંથી એકજ વેળાએ બે બાળક જન્મે છે, તેમાં એક સુરૂપ અને બીજું કુરૂપ, એક બુદ્ધિમાન અને બીજું મૂર્ખ, એક મંદ અને બીજું ચાલાક, એક સુભાગી અને બીજું દુર્ભાગી બને છે, તે શું કાળ કે સ્વભાવથી? કદાપિ નહિ. જન્મકાળ બન્નેનો સમાન છે, તેમજ બંને એકજ માબાપનાં શુક્ર અને શોણિતથી ઉત્પન્ન થયાં છે, એકજ ઉદરમાં સાથે રહ્યાં છે, એક જ વાતાવરણમાં ઉછર્યા છે, છતાં જે તફાવત નજરે જોવામાં આવે છે તેને માટે ખુલાસો મારા સિવાય કોણ આપી શકનાર છે? હું કહીશ કે એ

પરિણામ મનેજ આભારી છે. જેણે પૂર્વ ભવમાં સારાં કર્મો કર્યાં છે તેને અનુકૂળ સંયોગો પ્રાપ્ત થયા અને જેણે ખરાબ કર્મો કર્યાં તેને પ્રતિકૂળ સંયોગો મળ્યા. ખરૂંજ કહ્યું છે કેઃ—

> કર્મ પ્રતાપ તુરંગ ખિલાવત, કર્મસે છત્રપતિ પન હોઈ;
> કર્મસે પુત્ર સુપુત્ર કહાવત, કર્મસે ઔર બડો નહીં કોઇ.
> કર્મ ફર્યો જબ રાવનકો, તબ સોનકી લંક છિનુંમેં હિ ખોઈ;
> આપ બડાઈ કરો કહાં મૂરખ! કર્મ કરે સો કરે નહિ કોઈ.

એક રાજા, એક રંક; એક રોગી, એક નીરોગી; એક ધનાઢ્ય, એક દરિદ્રી; એક મ્યાનામાં બેસનાર, એક મ્યાનો ઉપાડનાર; એક હુકમ ચલાવનાર, એક હુકમ ઉઠાવનાર; એક મનની ઇચ્છા પ્રમાણે વસ્તુ મેળવનાર, એક ઇચ્છાથી વિપરીત પામનાર; એક સરદાર, એક તાબેદાર; એક દાતાર, એક કંજુસ; એક કદાવર, એક ઠીંગણો; એક બલવાન, એક દુર્બલ;–આ બધી વિચિત્રતા બતાવનાર મારા વિના બીજું કોણ છે? એક ઉચ્ચ કુળમાં જન્મે છે, એક નીચ કુળમાં જન્મે છે; એક તીક્ષ્ણ સ્મરણશક્તિ પામે છે, એક વિસ્મરણશીલ બને છે; એક થોડી મહેનતે પરીક્ષા પસાર કરે છે, એક ઘણી મહેનતે પણ નાપાસ થાય છે; એક નાલાયકને સુભાર્યા મળે છે, એક લાયકને કુભાર્યા મળે છે; એક પાપીને સપુત મળે છે, એક ધર્મીને કપુત મળે છે; એકને અનેક પુત્રો હોય છે, એક બળવાન અપુત્ર–વાંઝીયો રહે છે; એકને વ્યાપારમાં ધાર્યા ઉપરાંત લાભ મળે છે, એકને લાભ મળવાની આશા છતાં ખોટ જાય છે; એકને સહેજે સારા નોકરો કે ભાગીદારો મળે છે, એકને ગમે તેટલી કોશીશ કરવા છતાં ખરાબજ નોકરો કે ભાગીદારો મળે છે; એક લાંબું આયુષ્ય ભોગવે છે, એક ભરજુવાનીમાં મરણ પામે છે; આ સવ ચમત્કાર કરનાર મારા સિવાય બીજો કોણ છે? હું જેના ઉપર તુષ્યમાન હોઉં તેને દરેક ઇષ્ટ પદાર્થો મળે છે. મારી

વક્ર દૃષ્ટિ જેના પર પડે તેની પાસે જે કંઈ હોય તે પણ જતું રહે છે. રાજાને રંક બનાવનાર અને રંકને રાજા બનાવનાર પણ હુંજ છું. પ્રાણીઓને સ્વર્ગે લઈ જનાર હું છું અને નરકના ખાડામાં નાખનાર પણ હુંજ છું. ઇંદ્રિય અને પ્રાણસંપત્તિ આપનાર હું છું અને મળેલ ઇંદ્રિયશક્તિ તથા પ્રાણસંપત્તિ લૂટી લેનાર પણ હુંજ છું. એકેંદ્રિયમાંથી પંચેંદ્રિયમાં લાવનાર હું છું અને પંચેંદ્રિયમાંથી એકેન્દ્રિયમાં ફેંકી દેનાર પણ હુંજ છું. શરીરસ્વાસ્થ્ય, મનોબળ અને બુદ્ધિવિકાસ કરાવનાર હું છું અને તેને રદ કરી નાખનાર પણ હુંજ છું. મેં ઘણા ડાહ્યા માણસોને વખત પર ભૂલ થાપ ખવરાવી દીધી છે, અને મૂર્ખ માણસોનો દાવ વખત પર સીધો કરી આપ્યો છેઃ આટલું છતાં પણ મેં કોઇને અન્યાય–ગેરઈન્સાફ આપ્યો નથી. જેની જે પ્રમાણે કૃતિ હોય છે, તેને તે પ્રમાણે ફળ આપ્યું છે, આપું છું અને આપીશ.

મહાભારતનાં ૧૧મા પર્વમાં ધૃતરાષ્ટ્રને વિદુરે ઠીકજ કહ્યું છે કે

**वैचित्रवीर्य ! साध्यं हि, दुःखं वा यदि वा सुखम् ।**
**प्राप्नुवन्तीह भूतानि, स्वकृतेनैव कर्मणा ॥**

**म. भा. स्त्री. प. अ० ११, १०**

અર્થ—હે વિચિત્રવીર્ય ! સાધ્ય સુખ અને દુઃખ પ્રાણીએ પોતાનાં કરેલ કર્મથીજ આ સંસારમાં પ્રાપ્ત કરે છે.

**कर्मणा प्राप्यते स्वर्गः सुखं दुःखं च भारत ।**
**ततो वहति तं भारमवशः स्ववशोऽपि वा ॥**

**म. भा. स्त्री. प. अ० ११, ११**

અર્થ—હે ભારત ! કર્મથીજ પ્રાણી સ્વર્ગ, સુખ અને દુઃખ પામે છે, અને એ ભારને સ્વવશ કે પરાધીનપણે ભોગવે છે.

**यथा तु सलिलं राजन्, क्रीडार्थमनुसन्तरन् ।**
**उन्मज्जेच्च निमज्जेच्च, किञ्चित्सत्त्वं नराधिप ॥**

**एवं संसारे गहने उन्मज्जननिमज्जने ।**
**कर्मभोगेन बध्यन्ते क्लिश्यन्ते चाल्पबुद्धयः ॥**

म. भा. स्त्री. प. अ० ११, १७–१८

અર્થ—હે રાજન્! જેમ જળક્રીડા કરતો માણસ પાણીની નીચે જાય છે અને ઉપર તરે છે, એવી રીતે સંસારસાગરમાં પ્રાણીઓનું ડૂબવું અને ઉપર આવવું બન્યા કરે છે. અલ્પમતિ જીવો કર્મોના ભોગથીજ બંધાય છે અને દુઃખી થાય છે.

**शयानं चानुशेते हि, तिष्ठन्तं चानुतिष्ठति ।**
**अनुधावति धावन्तं, कर्म पूर्वकृतं नरम् ॥**

म. भा. स्त्री. प. अ० २, ३३

અર્થ—પૂર્વકૃત કર્મ કરનાર માણસની પાછળ પાછળ ફરે છે. માણસ સૂઈ જાય તો તેની પાછળ કર્મ સૂએ છે, માણસ ઉભો રહે તો કર્મ પણ તેની પાછળ ઉભે છે, માણસ દોડે છે તો કર્મ પણ તેની પાછળ પાછળ દોડે છે.

**यस्यां यस्यामवस्थायां, यत्करोति शुभाशुभम् ।**
**तस्यां तस्यामवस्थायां, तत्फलं समुपाश्नुते ॥**

म. भा. स्त्री. प. अ० २, ३४

અર્થ—શુભ કે અશુભ કર્મ જે જે અવસ્થામાં માણસ કરે છે તે તે અવસ્થામાં તે કર્મનું ફળ માણસ ભોગવે છે.

**येन येन शरीरेण, यद्यत्कर्म करोति यः ।**
**तेन तेन शरीरेण, तत्फलं समुपाश्नुते ॥**

म. भा. स्त्री. प. अ० २, ३५

અર્થ—માણસ જે જે શરીરથી જે જે કર્મ કરે છે, તે તે શરીરથી તે તે કર્મનું ફળ ભોગવે છે.

**शुभेन कर्मणा सौख्यं, दुःखं पापेन कर्मणा ।**
**कृतं भवति सर्वत्र, नाकृतं विद्यते क्वचित् ॥**

म. भा. स्त्री. प. अ० २, ३७

અર્થ—શુભ કર્મથી સુખ અને પાપ (અશુભ) કર્મથી દુઃખ મળે છે. સર્વત્ર કર્મ કર્યું જ થાય છે, અકૃત કર્મ ક્યાંય પણ થતું નથી.

માટેજ હું છાતી ઠોકીને કહું છું કે મને છેતરવાની શક્તિ કોઇમાં નથી. મારા કરજદારોને લાખ કે કરોડ વર્ષે પણ હું ભૂલનાર નથી, અને બદલો આપ્યા વિના રહેનાર નથી. સાંભળો—

**नाभुक्तं क्षीयते कर्म, कल्पकोटिशतैरपि ।**
**अवश्यमेव भोक्तव्यं, कृतं कर्म शुभाशुभम् ॥**

અર્થ—કરોડો કલ્પ વીત્યા છતાં પણ કર્મનું કરજ આપ્યા વિના છુટકબારો થવાનો નથી. શુભ યા અશુભ જે પ્રકારનાં કર્મો કર્યાં છે તે પ્રકારે અવશ્ય ભોગવવાં પડશેજ. કર્મનું કરજ કદી પણ નહિ ભૂંસાય. રાજ્યાસન બદલાશે, જમાનો બદલી જશે, રીતિરીવાજો ફરી જશે, યોનિ અને જાતિનું પરિવર્તન થઈ જશે, તોપણ હું મારા દેણદારોને ગમે ત્યાંથી શોધી લઈ લેણું વસુલ કરવાનોજ. અમલદાર, દિવાન, રાવબહાદુર, બેરોનેટ, રાજા, બાદશાહ, શહેનશાહ, ચક્રવર્તી કે ઇંદ્ર મહેન્દ્રની શરમ હું નહિ રાખું, કોઈની પણ સ્હેમાં હું દબાઉં તેમ નથી, હું સ્વતંત્ર છું.

**પુરૂષાર્થસિંહ**—ઓ કર્મવાદી કર્મચંદ્ર! હવે બસ કર, બસ કર, ઘણું થયું. તારી આટલી બધી આપબડાઇ મારાથી કે બીજા કોઇથી સાંભળી શકાતી નથી. તને હદ ઓળંગી ગયેલો જોઇ મારૂં લોહી તપી જાય છે. આજે ભાંગ પીધી છે કે સન્નિપાત થઇ આવ્યો છે કે થયું છે શું? એક દિશા લઇને ચાલ્યોજ જાય છે, બોલ્યેજ જાય છે; કોઇને દેખતો યે નથી! જરા મારા સામે નજર કર અને કહે કે તને ઉત્પન્ન કરનાર કોણ છે? તારૂં સામર્થ્ય વધારનાર કોણ છે? તને ઉદયમાં લાવનાર કોણ છે? કેમ, બધાને ભૂલી ગયો કે શું? અરે ઉદ્ધત! શું તારી નજર આગળ ઉભેલા તારા બાપને પણ તું પિછા-

